શ્રી નવીન.

# શામળભટના છપ્પા.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
જયંતીલાલ એન્ડ કો. બુકસેલર.
ત્રણદરવાજે—અમદાવાદ.

આવૃતી ૧ લી. પ્રત ૩૦૦૦.

અમદાવાદ–આર્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં ઠાકોર
ભગુભાઈ લાલભાઈએ છાપી.

સંવત ૧૯૮૩. સને ૧૯૨૭

# શામળભટના છપ્પા.

તથા

# શામસ્યાખ્યો.

## અભાગિયા વિષે છપ્પા.

નિર્ભાગી જાય ગંગ, કષ્ટ પામે કુટાય;
જો તે રળવા જાય, લાભ સુદ્ધા લૂટાય.
અભાગિ પરણે નાર, જાય નિસરી કે મરશે;
અભાગિ પામે ગરથ, ચોર કે હાકેમ હરશે.
નિરભાગી બેસે ઘોડલે, પડશે કે પગ ભાગશે;
નિરભાગીને મંદિર મળે, પડશે કે દવ લાગશે.
અભાગિ જમવા જાય, ભુખ્યો રહે કે વળે વાસી;
વદે સરસ જો વાત, લોક કરશે સઉ હાંસી.
અભાગી ડાહ્યો થાય, ઘણા જન તો કહે ઘેલો.
જો નવ બોલે બોલ, કહે હઇયાનો મેલો.
સઉ કર્મહીન કુટાય છે, ગરથ જ્ઞાનનો ગુટકો;
શામળ કહે છે નિર્ભાગિનો, કશિ વાતે નહિ છુટકો.
અભાગિ બહુ આદરે, થયો કહેશે હડકાયો;
જો ઉદ્યમ નવ કરે, અકરમી એ કહેવાયો.
જો તે ઝાઝું ખાય, થયો કહેશે અકરાંત્યો;
જો તે ગાણું ગાય, થાય વિસ્તારે વાતો,

આપે કો સિધું અકર્મીને, પડિયો કાણો નિકળે.
શામળ કહે સઉકો સમજજો, ખોટ અકર્મીને ખળે.

જર વિષે છપ્પા.

જરને વશ છે જગત, રાય પણ જરથી રીજે,
જુવતી જર વશ હોય, લાભ પણ જરથી લીજે.
જર સજ્જન સનમાન, જરે જશવંત કહાવે;
જરથી પામે જોખ, સતી શુભ કુળની આવે.
જરનું જ જગતમાં જોર છે, હરિજન જરે નમે સહુ;
શામળ કહેછે જર જોરથી, બાપો એમ કહે બહુ.
જર માતા ને તાત, જાત તે જરથી જાણો;
ડહાપણ પણ છે દામ, દામ રાજાને રાણો.
સગાં સહોદર સર્વ, દ્રવ્ય વણજે વેપારી;
રંગ ને રૂપ અનુપ, દ્રવ્ય તે ધીરજ ધારી.
સો જગત વસ્યું છે જર થકી, ગરથમાંહિ ગુણ બહુ ગણ
શામળ કહે સ્વર્ગે સંચરે, જોર હોય જો જર તણું.
વિપ્ર ભણે છે વેદ, જઇ જરને તે જાચે;
સાધક ને વળિ સિદ્ધ, રૂદે જરથી તે રાચે,
શુર બાંધે શસ્ત્ર, જર થકી તે કર જોડે,
અનસી ને અહંકારી, હાથ જર આગળ ઓડે.
ગામી નામી ને મહિપતી, જરને વસ વરતી રહે:
શામળ કહે છે સંસાર સો, દમડાને ડાહ્યા કહે.
જરથી પામે જોખ, જરે ઇંદ્રાસન આણે;
જરથી જગ જીતાય, જરથકી મોટમ માણે.
જરથી લાખ કરોડ, લોક હઠીલા હારે;
જરથી રાજ્ય થપાય, જરે આઝાને મારે.

એમ જગત વશ્ય છે જરતણે, ચિતવે તેવા ગુણ ગણે;
જગદીશ ઇશ વશ જેર તણે, શામળભટ સાચું ભણે.
ઘણો જેહ ઘર ગરથ, રૂપ તેને ઘેર રહે છે;
ઘણો જેહ ઘર ગરથ, કુલિન પણ તેને કહે છે.
ઘણો જેહ ઘર ગરથ, રહે વશ તેને રાજા;
ઘણો જેહ ઘર ગરથ, સુજશ બોલે જન ઝાઝા.
જર તો છે જીવનથી અધિક, બુદ્ધિ નિધાન આકમ બહુ;
શામળ સેવક શ્રીમંતના, શત પ્રકાર શોભિત સહુ.
જર વિના જે જોખ, સોખ તે તો નહી સાચો;
જર વિણ તનમાં પ્રાણ, કહુ કરતુ તે કાચો.
જર વિના જે રૂપ, દેહ કુરૂપી કુડો;
જર વિણ મંદિર માલ, ભર્મ રાખે તે ભૂંડો.
જર વિણ ડાહપણ છે જેટલું, તે ઘેલાપણુ જાણવું;
શામળ કહે સઘળો ચીજ તે, જગમાં જર પરમાણવું.
જરથી શોભે સર્વ, વેદના જરથી વામે;
જરથી જીતે ન્યાય, જરે મન વાંછિત પામે;
જરથી સગપણુ સાથ, કરે જરથી સૌ કાજે;
જર ઓડાવે હાથ, જર થકી સરવે છાજે.
જર તરણાનો મેરૂ કરે, રાજ્ય અપાવે રંકને;
કવિ શામળ કહે છે જરથકી, પામર લુટે લંકને.
ગાંઠે જેને ગરથ, ભલી તે વિદ્યા ભણીયો;
ગાંઠે જેને ગરથ, રહે નાહિ કોઇની રણિયો.
ગાંઠે જેને ગરથ, તેજ પંડિત છે પુરો;
ગાંઠે જેને ગરથ, તેજ છે સામંત સુરો.
વળિ ગાંઠે જેને ગરથ છે, પરાક્રમી પરમાણવો;

શામળ કહેછે સંસારમાં, જર વિણ મુરખ જાણવો.
જર છે સૌનો જીવ, જરે લે મહાસુખ માણી;
કરે પરાણે પ્રીત, રંક રાજાને રાણી.
જર વશ બધું જગત, જરે જુવતી વશ થાય;
જર આગળ કર જોડી, રહે મોટા ઋષિરાય.
જર જંગલમાં મંગળ કરે, જુવતી સરવે ભોગવે;
શામળ કહે ધનથી ધનપતી, ભારે સુખ તે ભોગવે.
ડહાપણ દમડામાંહિ, રહે દમડામાં યારી;
દમડામાહી રૂપ, લેહ દમડામાં ભારી.
જો દમડામાં જોર, રહે વશ થઇને રાજા;
દમડે ઉંચ અધિકાર, ગુણ દમડામાં ઝાઝા.
દમડો છે મોંઘો દેવને, વણ દમડે સૌ વામણાં;
શામળ કહે છે દમડાતણા, ભાત ભાત લેઉ ભામણાં.
જર દેખી જશવંત, ગુણ ને જ્ઞાન ગમાવે;
ધન દેખી ધનવંત, નીચને શીશ નમાવે.
સોનું દેખી શ્રીમંત, કપટનું કામ કરે છે;
અરથ દેખિ ગુણવંત, હેતથી હાથ ધરે છે.
રાજાની કે શું રાંકની, નિર્મળ કુળની નારિયો;
શામળ કહેછે સત્ય જાણજો, જર દેખી કરે જારિયો.
શુર કપાવે શીશ, ચતુર ચાકરી ચહાયે,
નાચે છે નૃત્યવંત, ગીત ગુણિજન થઇ ગાયે.
વિદ્યાવંત વિદેશ, જાચવા કારણ જાયે;
મજુર વહે શિર ભાર, કાષ્ટ કાસદ સહે કાયે.
જે જે ઉપાય અન્યાય જે, બુદ્ધિ બગાડે બારણે;
શામળ કહે શાણા સમજજો, દ્રવ્ય કમાવા કારણે.

જર પાખી જગમાંહિ, મોજ એકે શી માણે;
જર પાખી જગમાંહી, આપ અક્કલ શી આણે.
જર પાખી જગમાંહી, સ્વાદ એક નવ સુજે,
જર પાખી જગમાંહિ, બડાઇ કશી ન બુજે
જર પાખી તો જખ મારતા, ફરે બીજું બુઝે બહુ;
શામળ કહેછે જર જોરથી, શુભ વાતો સુજે સહુ,
ચમડા પાખી દરિદ્ર, કુલિન તે કિંકર કહાવે;
રિદ્ધિવિના તે રંક, પ્રતિષ્ટા માન ગમાવે.
વિદ્યા અને વિવેક, હાય આગળ સા કુલ્યા;
જે જે કરવા જાય, આરંભથી સરવે ભુલ્યા.
જે શુર પુર શાણા ઘણા, વપુ વરણાગી વાંકડા;
શામળ કહે સૌ સંસારનાં, રિદ્ધિ વિનાના રાંકડા.
જેને જરનું જોર, જુલમ જગો કરિ ઝુઝે,
જેને જરનું જોર; બીજાને તે નવ બુઝે.
જેને જરનું જોર, અહંપદ અતિશે આણે;
જેને જરનું જોર, જગત ઉજડ તે જાણે
વળિ જેને જરનું જોર છે, છકયો રહે આળસે અતી;
શામળ કહેછે સદબુદ્ધિ વણ, રૂડું ન થાય રતી.
જો હાથીનું જોર, બાહુ બે મારો બિરજે;
વાઘ સિંહની પેર, ગરથ ગાંઠે તે ગાજે.
ભુખ તડકો કે ટાઢ નહી જર પાસે જાય;
વ્યંતર ભુત કે પ્રેત, કદી ચેટક ન ચલાય.
અન મહીરાં ચોર ન વાતણી, કેદ્દે સદા આવી વસે;
શામળ કહે દુખિયો દુ:ખ કહે, જરવાળો હૈડે હસે.
નિરધન બોલે સત્ય, કહે જરવાળો જુઠી,

નિરધન ગાણું ગાય, જાય જરવાળો ઉઠી.
હાહા કરે સઉ લોક, વદે જરવાળો જુઠું;
સિદ્ધિ ઉપર સઉ રાજી, રિદ્ધિ પાખી સઉ રૂઠું.
ચૈ દે વિદ્યાની ચાતુરી, ગરથ સાથ વાસો રહ્યું;
વળિ કર્મ ધર્મને ચર્મ સઉ, કવિ શામળ જરને કહે.

દોહરા.

દશધા દરિદ્ર ઘર વિષે, દરિદ્ર ઘર ઘરસુત્ર;
અર્થ સરે કયમ ગર્થ વીણ, પરણે ક્યાંથી પુત્ર.
શું કરે વિદ્યા બાપડી, શું કરે રૂડું રૂપ;
લક્ષણ સૌ લક્ષ્મી વિના, પડે કારમે કુપ.
શું કરે બિચારૂં શાણપણ, કરે શું વારૂ વર્ણ;
ધન વિના ધાતો ફરે, તુચ્છ લેક જયમં તર્ણ
જેવુ સુખ શમણા તણું, નહિ મુન નહિ ડાળ;
મનોરથો નિરધન તણું, સરવ આળ પંપાળ.
દરિદ્ર સરખું દુખ નહિ, શ્રીમંત સમું નહિ સુખ;
લક્ષ્મીવંત લાલા નહિ, ભાગે ભારે ભુખ.
લાયક સૈ લક્ષમી વડે લક્ષમી પાખી લીન;
જર વિણ જશ જીતે નહીં, દેહ દાસણા દિન.
લક્ષણ વત્રિશ લક્ષ્મી વિના, શબવત સર્વે શુન્ય;
બોતેર કળા બેશી રહે, નિર્ણય કરતાં પુન્ય.
દરિદ્રી હોય ડાહ્યો ઘણો, ગાતાં અવડું ગાન;
એ ગુણ કોઇને નવ ગમે, કહે શીદ ફોડે કાન.
મેલો મલિન હિંડે ઘણો, દૃઢ ગાંઠે હોય દ્રવ્ય;
નિશ્ચ વખાણે તેહને, સારો કહે જન સર્વ.
કોચરિયો ને કુલક્ષણો, કાયર કપટી કુડ;

જર હોયે જશ દે સઉ, પરાક્રમી એ પ્રૌઢ.
વેદ પાત્ર વિદ્યા નિધી, સકળ શોભાવે સાથ;
લક્ષ્મીવંત આગળ જઈ, હેતે જોડે હાથ.
જોરાળા જમ દુતથી, ધારાળા મહા ધીર;
જર કારણ જશ ગાય છે, સોંપે શીર શરીર.
કવિતા હોય સવિતા સમો, નૌતમ નામ ગણાય;
લોભે લક્ષપતિ કને, જર જાચણ તે જાય.
નગર તણો હોય નરપતિ, અનમી કરે સહુ અર્જ;
ક્રોડપતિને કરગરે, કાઢવા માગે કર્જ.
કળાવંત કળા કરે, ગુણ રૂડા સહુ ગાય;
રાગ સંભળાવી રીઝવે, જરપતિ પાસે જાય.
વાંઢા ને વરણાગિયા, ફોગટ મારે ફુલ્ય;
સુતે પુત્ર મોસાળમાં, ધન વિણ ડહાપણ ધુળ

## વિદ્યા વિષે છપ્પા

સદ્વિદ્યા જ સુવર્ણ, શરણ સદવિદ્યા સત્યે;
સદવિદ્યાથી સ્વર્ગ, વીખ ઊતારણ વિત્તે.
સદવિદ્યાથી સિદ્ધિ, ફળે વચનો વર વાણી;
સદ્વિદ્યાથી રિદ્ધિ, જગતમાં સઘળે જાણી.
સદવિદ્યને વશ સર્વ છે, સદવિદ્યા ત્યાં ચી મણા;
શામળ કહે સદવિદ્યા વિના, ભટકે ગુણહીણા ઘણા.
લક્ષપતી તો લાખ, દિસે નિર્માલ્ય પ્રમાણે;
જાય રાયનું રાજ્ય, રૂપ પણ રહે ન ટાણે.
કુળ પણ હોય કલંકિ, જોર જોતામાં જાયે;
જોબન પણ વહિ જાય, વંશ નિર્વંશી થાયે
નહિ રાજ ચોર કે અગ્નિ ભય, ભાગ મુકાવે બહુ થકી;

મોટા પુરૂષો મન માનજો, સદવિદ્યા શુભ સહુ થકી.
મુકાવે વિઘ્ન માગ, પુર્ણ જશ વિદ્યા પામે,
વિદ્યા શોભે વાન નૃપતિ વિદ્યને નામે.
વિદ્ય માંહિ વિવેક, વિમળ વિદ્યાથી વાણી;
વિદ્યને વશ વિશ્વ, જગતમાં મોહનિ જાણી.
સદવિદ્યા રત્ન વિશાળ છે, વિદ્યાથી વડું નહિ કશું;
સદવિદ્યા આગળ ધન કશું, વિદ્યાહિન જન તે પશુ.
પંડિત આગળ મુઢ, હંસ આગળ જયમ બગ્ગા;
પંડિત આગળ મુઢ, કોકિલા આગળ કગ્ગા.
પંડિત આગળ મુઢ, રૂપ આગળ જયમ રાંકા;
પંડિત આગળ મુઢ, સિંધુ આગળ જયમ ટાંકો.
એ પંડિતમાં પ્રાક્રમ ઘણું, પંડિત સહુ શિરમોર છે;
શામળ કહે પંડિત આગળે, મુઢ તો ચાકર ચોર છે.
મૂરખને વાહન, પંડિત અણુવાણે ચાલે;
મૂરખને ઓતિહાર, પંડિત ફુલમાળા ઘાલે
મુરખને બહુમાન પંડિત નહિ ગરીબ કહાવે;
મૂરખને અમ્રત મીજ, પંડિત ખડ ધાન્યજ ખાવે.
પણ મૂરખ કાચ કથીર છે, હાસંતા તો હિલ હરે;
પણ પંડિત રત્ન અમુલ્ય છે, શામળ જો પરિક્ષા કરે
મૂરખ નહિ માન, મૂર્ખ આગમાં ઝુરે;
દે ન મૂર્ખને દાન, મૂર્ખમાં અકલ અધુરે.
મૂરખ હલકો હોય, બહુ ગુણવંતો બોલે;
મૂરખ ન લેખામાંહિ, નહિ પંડિતને તોલે.
જે હંસ મધ્ય બગલાં પડયાં, શરણ શું જાણે કશું;
કવિ શામળ કહે સાચુ કહું, વિદ્યા વણ તે નર પશુ.

પંડિત જાય વિદેશ, તોય જશથી જાણીતો.
પંડિત પ્રાક્રમ પુર, મહીપતિનો માનીતો.
પંડિતને પરણામ, કરે જન સૌ કર જોડ;
પંડિતને સનમાન, માન અનમીનાં મોડ.
જે અગમ નિગમ છે ગુણ ઘણા, લક્ષ કોટિધા તે લહે.
છે વિદ્યા મોટી વિશ્વમાં, શામળ ભટ સાચું કહે.

## વચન પાળવા વિષે છપ્પા

બહુ કરે જે બાપ, વચન બદલીને બોલે;
બહુ કરે જે બાપ, ખોટું મુખ વાચક બોલે.
બહુ કરે જે બાપ, આપને ખુમ વખાણે:
બહુ કરે જે બાપ, આપ ઓચ્યું ઘર આણે.
કરથી જીભા કલિ કાપવી, મોત ભલુ મહા મુક્યનું;
શામળ કહે ભુંડું સર્વથી, વચન જાય તૃણ તુલ્યનું.
વચન ન પાળ્યું જેણ, તેજ સુકૃત વ્રત હાર્યો;
વચન ન પાળ્યું જેણ, કમોતે તેને માર્યો.
વચન ન પાળ્યું જેણ, તેહ નર દેવે દડયો.
વચન ન પાળ્યું જેણ, તેહ શિર અરી મંડયો.
જો વચન વ્યર્થ જેનું થયું, તો દૈવત તનું ગયું;
કવિ શામળ ભટ સચું કહે, વચન ગયું તો શું રહ્યું.
પાળે વાયક સુર, જેહ રણમાં બહુ ઝુઝે,
પાળે વાયક સિદ્ધ, જેહને આગમ સુઝે
પાળે વાયક ભક્ત, કરે ઈશ્વર વશ આપે;
પાળે દાતા વચન, વૃષ્ટિ જેને પરતાપે
પાળે જે વાયક પ્રેમથી, વેદ વિવિધ વખાણિયો;
શામળ વાયક સંભાળનાં, જશ જગતમાં જાણિયો.

વચન પળે તે રાય, બાકિ તો રાંડિ રાંડો;
વચન પળે તે શાહ, બાકિ ગુણહીણો ગાંડો.
વચન પળે તે વિપ્ર, ધર્મ શુભ ધાર્યો તેણે;
વચન પાળ્યું તે વીર, જગત જશ લીધો જેણે.
પાળે સદ વાયક પ્રેમદા, પાચે પુરણ પક્ષણી;
શામળ કહે વચન ન સાચવે, લલના એજ કુલક્ષણી.

## પેટ ભરવા વિષે છપ્પા.

પેટ કરાવે વેઠ, પેટ વાજાં વજડાવે,
પેટ ઉપાડે ભાર, પેટ ગુણ સૌના ગાવે.
પેટ ભમે પરદેશ, પેટથી પાપ કરેછે,
પેટ હરેછે ભાર, પેટ તો સત્ય હરેછે.
વળિ સંચ પ્રપંચ અધિક કરે, પેટ કાજ નરકે પડે;
શામળ કહે સાચું માનજો, પેટ પાપ નરને નડે;
વિપ્ર પેટને કાજ, શાસ્ત્ર વાંચે ને શીખે;
વિચરી વળી વદેશ, ભણેલા થઈને ભાખે.
વણિક પેટને કાજ, ચાંહિને વહાણ ચડેછે;
મજુર ઉપાડે ભાર, ઘણા જન ઘાટ ઘડેછે.
વળિ કરેછે કાયદ કાશદુ, શિર કપાવિ તસ્કર મરે;
કહે શામળ પેટને કારણે, કુશાચાર સૌકો કરે.
પેટ ચડાવે વાંશ, પેટથી નરતક નાચે;
પેટ કાજ ગુણ ગાય, ઉંચ નીચાને જાચે.
પેટ કરે છળ કપટ, પેટ રણમાં રખડાવે;
પેટ કરે વિખવાદ, પેટ તો શીશ કપાવે.
ચોરી ચાડી ને ચાકરી, અધર્મ સૌ આ પેટના.
શામળ કહે સાચું માનજો, પ્રપંચ પાપી પેટના.

ક્રિયા ખડકણુ ને ધીર, ક્રિયા ગુણહિણુ ને જ્ઞાતા;
ક્રિયા કૃપણ ને કર્ણ, ક્રિયા કમી ને દાતા.
ક્રિયા રંક ને રાય, ક્રિયા અકરમી ઈંદ્ર;
ક્રિયા પાપિ પુણ્યવંત, ક્રિયા ચખહિણુ ને ચંદ.
વળિ અણુ પંડિત પંડિત ક્રિયા, બેશી પારકે બારણે;
શામળ કહે માન ગમાવિયાં, કુડા પેટને કારણે.
ક્રિયા દરિદ્રી દિવાન, ક્રિયા કુરૂપ રૂપાળા;
ક્રિયા જુધિષ્ટિર જોર ક્રિયા ભિક્ષુક ભુપાળા.
ક્રિયા બુદ્ધિ બળવંત, ક્રિયા ગદ્ધા ને ઘોડા;
ક્રિયા કપુત સપુત, રામ લક્ષ્મણના જોડા.
નર નાર જાર ને સતિ ક્રિયાં, જાણી જેને બારણે;
શામળ કહે માન ગમાવિયાં, કુડા પેટને કારણે.
ક્રિયા નીચ ને ઉંચ, ક્રિયા રોગી ને સાજા;
ક્રિયા અબળ ને સબળ, ક્રિયા દુર્બળ ને તાજા.
ક્રિયા અજાણ ને જાણ, ક્રિયા પથ્થર ને હીરા;
ક્રિયા અજા ગજરાજ, ક્રિયા વેરી ને વીરા.
જુઠા બોલા સાચા ક્રિયા, નીચબુદ્ધિ કરે નેટને;
શામળ કહે માન ગમાવિયાં, પ્રપંચ પાપી પેટને.
કઈ લછ ને અલછ, કઇ રંજિત ને રંગા;
કઈ રૂપહિણુ રંન, કઈ ગંદી ને ગંગા
કઇ મૃગનેણી નાર, કઈ વળિ આગે કાણી;
કઈ દાસી હેરામીયે, રીઝવાળી કઇ રાણી.
જે લપોડશંખ લેખા વિના, દક્ષણાવંત વળી કહ્યા;
શામળ કહે કવિ કોવિદ પણ, પેટ તણે વશ સઉ રહ્યા
પેટ કરાવે પાપ, પેટ પકડેરા કઢે,

પેટ કરે પ્રપંચ, ચલાવે આરંભ આડે
પેટ કરે પાખંડ, પેટ વશ વાંકે દંડે;
પેટે ચાકર થાય, પેટ મહેનતમાં મંડે.
સતી નારિને ગણિકા કરે, શા અવગુણ કહું પેટના
શામળ કહે છે સૌ જાણજો, પ્રપંચ પાપી પેટના.

## કુસંગતિ વિષે છપ્પા.

કરે નીચનો સંગ, નીચની બુદ્ધિ આવે.
કરે નીચનો સંગ, સકળ સદ્‌ગુણો ગમાવે.
કરે નીચનો સંગ, નીચની ભાષા ભાખે;
કરે નીચનો સંગ, નીચથી ગાંઠી રાખે
વળી નીચ કામ નીચાં કરે, નીચ કહેવાયે ઉંચ જન;
શામળ કહે સંગત નીચની કોય ન કરશો કોય દન.
પંડિત પંડિત પ્રીત, મૂરખને મૂરખ વહાલા;
કૂડા કૂડી ગત, ચતુર ચતુરાઇ ત્યાં ચાલ્યા.
સુમને વહાલો સુમ, વહાલા દાતાને દાતા;
જારને વહાલો જાર, ગુણી જનને ગુણ જ્ઞાતા.
શુરાને વહાલા શુરા નર, કાયરને કાયર ગમે;
જશવંત ગમે જશવંતને, શામળ કહે સદા રમે.
મળે ઉંચને ઉંચ, મળે ભોગીને ભોગી;
મળે નીચને નીચ, મળે રાગીને રંગી.
મળે ભગતને ભગત, મળે પાપીને પાપી;
મળે જ્ઞાનિને જ્ઞાનિ, મળે જાપકને જાપી.
વળિ વ્યસનીને વ્યસની મળે, મળતે મળતા ગુણ મળે;
જેમ લવણ મળે છે તકમાં, શામળ પય સાકર મળે.

## મોત વિષે છપ્પા.

કોઇ કહે આવ્યો તાવ, કોઇ કહે થયું કોગળિયું;
કોઇ કહે કરડયો નાગ, કોઇ કહે વાસી વળિયું.
કોઇ કહે વાદ્યો રોગ, કોઇ કહે શઅજ વાગ્યું;
કોઇ કહે મારી મૂઠ, કોઇ કહે પાપજ લાગ્યું.
ઇશ્વર માથે લેતો નથી, જગતમાંહિ મહિમા જુઓ;
શામળ કહેછે સૌ સાંભળો, મોત આવ્યુ તેથી મુઓ.
પેસે અરણુવ નીર, તીર ગંગાને બેસે;
ચડે જો પર્વત મેર, કદી પાતાળે પેસે.
પર્વતમાંહિ પ્રવેશ, કરે આપે એકાંત;
ઓષડ અમૃતાહાર, ભમે ભુલા બહુ ભાંતે,
કિંકર રાખે કઈ કોટિધા, સચ પ્રપંચ ઘણા કરે;
શામળ કહેછે સૌ સાંભળો, મોત આવ્યે નિશ્ચે મરે.
માત તાત ને મિત્ર, પુત્ર પરિવારજ પોઢા;
અલખત અપરમપાર, ઘણા હસ્તી ને ઘોડા.
સેવક સાથે શુર, પરીપુરણ પરતાપે;
બળવંતા બહુ બાહુ, છત્ર છાંયે છત છાપે.
અધિકાર અચુત લખ ઇંદ્રનો, કોડવાર શું કહું કથી;
પણ મોતથંકી મૂકાવવા, શામળ કોઇ સમરથ નથી.
નાઠે ન મુકે ભુખ, દુઃખ નાઠે નવ જાય;
નાઠે ન મુકે ભોગ, રોગ નાઠે પણ થાય.
નાઠે ન મુકે તાવ, પાપ નાઠે નવ છુટે;
નાઠે ન રહે લાજ, ચોર કે હાકમ લુટે.
કહિ નાઠે મોત મુકે નહી, પ્રસવ્યો ત્યાંથી પાસ છે;
કવિ શામળ ભટ સાચુ કહે, નામ સર્વનો નાસ છે.

જે જાયું તે જાય, જેહ પુલ્યું તે ખરશે;
ભર્યું તેહ ઠલવાય, ચડ્યું તે તો ઉતરશે.
લીલું તે સૂકાય, નવું તે જુનું થાશે;
આયુર્દા વશ સર્વ, કાળ સોકોને ખાશે.
જો કિન્નર જક્ષ ને રાક્ષસો, દેવ ગાંધર્વ ને દાનવી
સર્વાદિક પણ મોતે મરે, કોણ માત્રમાં માનવી.
ગયા ઇંદ્ર કઇ કોડ, ગયા બ્રહ્મા કઇ ભુલ્યા;
ગયા કરોડો કામ, મહાસુરા પણ ડુલ્યા.
ગયા દેવ દિગપાળ, ગયા માંધાતા મહિપત;
ગયા દિલિપ હરિચંદ્ર, ગયા છાકેલ છત્રપત.
વળિ ગયા જનક ને જાદવો, જે વળિ લાખા જાન્હવી
સ્થિર સ્થાવર કોઇ રહ્યા નહીં, કોણ માત્રમાં માનવી
મારૂ મારૂ કહે મૂઢ, કારમી કાયા માયા;
અજ્ઞાને આરૂઢ, અંધ થઇ ધંધે ધાયા.
આ મારૂં ઘરસુત્ર, પુત્ર મારા પરણાવું;
ઘડપણ પાળે મને, આજ ભલિ બાત બણાવું.
પણ દીપક વશ છે વાયુને, કાચો કુંપો કાચનો;
શામળ કહે મુઢ મમતા કરે, એવા શરિર અસાચને
કોઇ આજ કોઇ કાલ, કોઇ દિવસે કોઇ રાતે;
કોઇ જોબન કોઇ વૃદ્ધ, બાળ જન જુવતી જાતે.
કોઇ તાવે તરફડી, આપ ઘાતે કોઇ મરતાં;
કોઇ ભોગ કોઇ રોગ, કોઇ તો સરપ કરડતાં.
કોઇ વાયિવિકાર કે હડકવા, કોઇ મમતે લડિને
પણ કાળ ન મૂકે કોઇને, શામળ કહે સમજી
રાખે લખ રખવાળ, સૌ પિંજરમાં

અરણુવ વિચ આસંન, વાળીને જો કોઈ બેસે.
વજ ગુફા ગંભીર, માંહિ કોરાવી માંણે;
ઈંદ્રજાળ વિદ્યાય, જુગનથી જો વળિ જાણે
સંભાળિ સાચવી સાંચરે, કોટિ જતન કોઈ કરે;
જાળવતાં પણ જીવે નહીં, મોત વખત નિશ્ચે મરે.
ચિરંજીવિ નહિ કોઈ, ગયા મનુ જેવા મહિપત;
ચિરંજીવિ નહિ કોઇ, ગયા વંહિ અગણિત અહિપત.
ચિરજીવિ નહિ કોય, ગયા અધિકારી ઈંદ્રે;
ચિરંજીવિ નહિ કોઇ, ગયા કંઈ સુરજ ચંદ્રે.
વળિ ગયા રામ ને રાવણ, ગયા દેવ ને દાનવી;
સતવાદી સલક્ષણા ગયા, કોણ માત્રમાં માનવી.
કોઈ આજ કોઈ કાલ, કોઇ માસે ખટ માસે;
કોઇ વર્ષે દશ બાર, કોઇ પચીસ પચાસે.
કોઇ સાઠ શીતેર, કોઈ પોણોસો એંશી;
જે જાયું તે જાય, નથી રહેવાનું બેશી.
જે નામ તેહેનો નાશ છે, ધર્મજ એવો ધારવો;
કવિ શામળ કહે મુરખ કરે, ગંદી દેહનો ગારવો.
ઘડી પળક કે પહોર, સાંજ સવાર કે વહાણું;
એ દીપક ઓલાય, ન આવે સાથે નાણું.
રહે ઘરમાં કે ગામ, દેશ પરદેશે પરશે,
જળ પરપોટો જેમ, એક દિન નિશ્ચે નરશે.
રાખી કોઇની રહેશે નહીં, દિવસ નહીં નહિ દેહનો;
શામળ કહે કાચો કુંભ છે, તો ભરૂસો શો તેહનો.

## સ્ત્રીના ગુણ વિષે છપ્પા.

શામા સ્નાન ખાણ, જાણ એ રંભા રૂડી;
ધરે સોળ શણગાર, હાર કંઠે કર ચૂડી.
શોભે જળ હળ ગેહ, દેહ કોમળ શુભ સાજી;
શોભા કેરૂં સદન વદન હસિ રાખે રાજી.
સહ ભોજ કરણ વિક્રમ અને, હરીચંદ્રની હારના;
પંડીત ચતુર પુર પારખી, નૃપતિ નેટ સુત નારના.
જે ઘરમાં ઘરનાર, દામ ઉધારે દેશે;
જે ઘરમાં ઘરનાર, પિંડ પિત્રી પણ લેશે.
જે ઘરમાં ઘરનાર, તોજ મેણું શિર ટળશે;
જે ઘરમાં ઘરનાર, માન માણસમાં મળશે.
ઘરનાર જેહને ઘર હશે, શોભિત સાહ સરસ જશે
ઘરનાર વિના નર નિર્બળો, શાહ તો તસ્કર તસો.
નાર વિના નર રંક, ચંક રાખે નહિ કોઇ;
નાર વિના નર ચોર, જોર જર બેસે ખોઇ.
નાર વિના નર નિર્બળ, સબળ રાખે નહિ સંગે;
નાર વિના નર દીન, હીનસુખ એકલ અંગે.
ચતુરા વિન તો ચાલે નહીં, જગતમાંહિ રહે જાહરે;
શામળ કહેછે શામા કથી, તજે જગત તો તાહરે.
બાલપણે થઇ માત, મટાડે પીડા મનની;
જોબનમાં દે રંગ, સંગ સુખ ટાઢક તનની.
સુખ દુખમાં સમભાગ, રાન રૂડે ગુણ ગાતી;
ચતુરા ચિત હરનાર, સાર ઉરમાં મદ માતી.
વળિ વૃદ્ધપણે સેવા કરે, દેખ્યાથી દિલ દુખ ટળે;
એ અંતકાળ અળગી નહીં, બહુ સ્નેહ સાથે બળે.

માસ આષાડો મેહ, તેહને વિશ્વ વખાણે;
પાછળ પડે દુકાળ, કોણ તે જુગતી જાણે.
મોતી મોંઘે મુલ્ય, વેહ પાડંતા તૂટે;
કરષણ હોય કતાર, શલભ ખાતાં તે ખુટે.
પણ લાભ ગરભ ગોધો તનુજ, વહુ વછેરા જાણિયે;
વળિ મેહ મોતિ ને મેદની, નવ નીવડે વખાણિયે.
પશુ ચરેછે તરણ, રહેછે રણમાં રમતા;
નર નારીની જોડ, ભાળિયે સાથે ભમતાં.
ઉડે પખિ આકાશ, જુઓ તેનું પણ જોડું;
કોણ ઉંચ કે નીચ, ગધાડું કે કાં ઘોડું.
સુર અસુર નાગ કિંનર વિષે, દેવી, નાગણ, દાનવી;
મન ગરદ કર્યાછે મેરિયે, કોણ માત્રમાં માનવી.
નારી વિના નર રંક, દામણો દીસે દેહે:
નાર વિના નર રંક, દિશે ગુણહીણો ગેહે.
નાર વિના નર રંક, નહીં ધન ધીરે કોય;
નાર વિના નર રંક, હરી પુજન નવ હોય.
નિર્બળ છે નર નારી વિના, ભોગ કશા તે ભોગવે;
અવગુણ અદકા અચુતો ગણ્યા, જુવતી વણ નર જોગવે.
નારી નરનું અંગ, સુખ દેયણ કરસેવા;
મળે પુણ્યમાં ભાગ, લાભ જશ લાખો લેવા.
શામાથી સંતાન, ધર્મ બુદ્ધી તે ધારે;
પ્રગટે પુત્ર સપુત, કુળ ઇકોતેર તારે.
કુળ શુધ્ધે મળે જો કામની, સ્વામીને સુખ દે સતી;
હુ એમ વિચારૂં આપથી, પુણ્યવત તેનો પતી.
માનનિ મોટે તુલ્ય, મહામાયા એ રોટી;

જિતવા ઇછે જેહ, તેહની ખાંતજ ખોટી.
સ્વર્ગ મૃત્યુ પાતાળ, ભેદ ભારત જે ભણિયા,
ઉંચ નીચને અમિર, સર્વ જુવતીએ જણિયા.
સ્ત્રી ખરા રત્નની ખાણ છે, મોટી પુરૂષથી પીછજો;
સઉ સાચ સાક્ષિ સામળ કહે, અંતરમાં રાઉ ઇછજો.
નિર્મળ મનની નાર, સ્વામિને સ્વર્ગ પમાડે;
જુવતી જોબન માહિ, રીઝથી રંગ રસાડે.
ઢાંકે કુળ કલંક, સરેસ ચલવે ઘરસૂત્ર;
વધે તેહથી વંશ, પ્રસવે પુત્ર સપુત્ર.
વળિ હોય સતી શુભ સાધવી. પુણ્યવંતી તે પારખી.
છે નીચ કોઇકજ નારિયો, સ્વભાવે રાઉ નહિ સારખી.

જુવાનીના જોર વિષે છપ્પા.

જેને જુવાની જોર, પુણ્યની વાત ન બીહે;
જેને જુવાની જોર, હંસ અર્થન નહિ ઇચ્છે,
જેને જુવાની જોર, પરસ્ત્રી ઉપર ઓતી,
જેને જુવાની જોર, રૂડી નવા રાણે રીતી:
જે જોર જુવાની જેહને, અંધ તે આડે આંક
સામળ કહે ચુકયા ચતુર નર, વણબુદ્ધિનો શો વાંક છે.
હસ્તી જોબન હોય, જ્યારે મદમાતો મહાલે;
અશ્વનું જોબન હોય, મશાલા ચરિ જ્યાં ચાલે,
બેંશનું જોબન હોય, ગયો જ્યારે ભાદરવો;
નરનું જોબન હોય, પુત્ર દોલત તન નરવો.
રાજાનું જોબન રાજ્ય છે, પરિપુરણ સમરથપણું

નર પાખી જે નાર, આકડાનું એ ફુળ.
નર પાખી નારી એટલી, સૃષ્ટિ સુની સર્વ છે;
તે માન ન પામે માનની, ગળી જાય જશ સર્વછે.

## ભોજરાજા વિષે છપ્પા.

જન્મ્યો જ્યારે ભોજ, પિતા તો મૃત્યુ પામ્યો;
કાકે મોટો કર્યો, વેદના સઘળી વામ્યો.
કાકાને સુત પાંચ, ગુણહિણ મુર્ખ ગણાયા;
ભોજ પરાક્રમ પ્રાઢ, સુજશ જગમાંહિ જણાયા.
કાકે પરઠયો શિર કાપવા, વ્યાધે ત્યા વનમાં કહ્યું;
તું સમર ભાઇ શ્રીરામને, જાણ ભોજને ત્યાં થયું,
લખ્યો પત્ર એક તત્ર, ગયા માંધતા મહિપત;
ગયા રામ રાવણે, ગયો દુરજોધન ધનવત.
ગયા પાંડવો પાચ, ગયા સુરનાયક ઇંદ્રે;
ગયાજ નળ નહુષ, ગયો હું શી હરિચંદ્રે.
પૃથવી ઉપર કઇ પ્રગટિયા, પૃથવિમાં સઉકો શમ્યા;
સંગ [illegible] સાથે પૃથવી નવ ગઇ, ગુણ કોઇના પણ નવ ગમ્યા.
[illegible]

## ભોજની સભા વિષે.

[illegible] [illegible] પંડિત સાત, વદે વ્યાકરણ સુવાણી;
[illegible] [illegible], અગમની જુગતી જાણી.
શામળ કહે રાજ્યું [illegible] ભારતના ભાળે;
કુસિત સિંહને પ્રીત, પ્રીત [illegible] અચુતજ પાળે.
ગરૂડ સરપને પ્રીત, પ્રીત [illegible] બાટ કવિત ભણયા;
ઉંદર બલાડી પ્રીત. પ્રીત મીની [illegible] ળ કહેછે નહીં મણા.

ગુણસ શ્રી નૃપ ભોજ, ચોસઠથી સભા વખાણુ.
નવુ કવિત કે શ્લોક, નવી કો વાત બનાવે;
સવા લાખની સરસ, મોજ મન માની લાવે.
દાતારથકી પાછો વળ્યો, તો તેને બમણું જડયું;
શામળ કહે તેથી ભોજનું, બમણુ ભોજ નામજ પડયુ
દિવ્ય દેવાશી દેહ, મેહ જેવો મન ગરૂવો;
કરણ સમો દાતાર, સાત સાગરવત ગરૂવો.
નિર્મળ શશિવત નામ, કામ હરિશ્ચંદ્રજ સત્યે,
સુરજ રવિ પ્રતાપ, આપ રાજા બળિ વ્રતે.
જે જોડ જુધિષ્ટિર સારિખો, લાયક જન લક્ષમાં લહે
તે ભોજ ભલો ભડ ભુપતી, કવિ શામળ કોડે કહે.

## પિતાના હિત વિષે છપ્પા.

પુત્ર કરે જો પાપ, પિતા તે પુણ્યજ જાણે;
પુત્ર કહિ કે દુખ, પિતા તે સુખ પ્રમાણે.
પુત્ર કરે જો હાણ, પિતા તે લાભજ લેખે;
પુત્ર વદે જો જુઠ, પિતા દિલ સત્યજ પેખે
અવગુણ અસંખ્યધા પુત્રના, પિતાને મન તે
શા ગુણ ઓશીકળ દીજીયે, પુણ પિતાને માટી;
પુત્રતણો વીજોગ, તેથિ દાવાનળ રૂઠો ... ચોટી
પુત્રતણો વિજોગ, તેથી શુભ જળ ... માતા દોક
પુત્રતણો વિજોગ, તેથિ શુભ ... શામળ કહે ....
પુત્રતણો વીજોગ, તેથિ શ ... છક હળવી તે તરણુ;
મહાદુઃખ નહિ મરણ ... નાર, હોય રણમાં જયમ હરણુ
પણ કોટ દુઃખ ... નાર નીચ પીપળનુ મૂળ,

પ્રીત ભલેરી તાત, મહાપ્રીતી માતાની;
પ્રીતી સગાં સમસ્ત, પ્રીત બારે ભ્રાતાની.
પ્રીત ઘણી મોશાળ, પ્રીત પણ શ્વસુર પખાની;
પ્રીત ઘણી પ્રિય નારી, પ્રીત શુભ સ્નેહિ સખાની;
જે પ્રીતિ અધિક પ્રકારની, કહે શામળ કોટે કથી;
પણ અધિક પ્રીત અંતરતણી, સપુત સમાન સગપન થી.
જેણે ચઢાવ્યા આળ, બાળ રમતાં રોવરાવ્યાં;
સ્ત્રીવધ ગોવધ બાળ, ઇત્યાદિક પાપ કરાવ્યા.
પ્રિય સાથ કરિને વેર, ઝેર દેઇને જર હરિયા;
કર્યા ગર્ભ કઈ પાત, ઘાત કુટંબે કરિયા.
પડયા વિછોહ નરનારિને, ભંગ કર્યા ઘરસુત્રનો;
પામે પોતે તે પાપથી, વિજોગ ત્યાગ પુત્રનો.

## મોટા લોક વિષે છપા.

મોટા હૈડે છિદ્ર, કાઢશે તે ઠંડાશે;
મોટા સાથે વેર, કરે તો આ રંડાશે.
મોટા સાથે પ્રીત, પિડા કોઇક દિન કરશે,
મોટા સાથે રમત, હિયે વણ મોતે મરશે
... ને જે ગુણ કરે, તે આટાલણે જશે.
સભાપંડિત સેવી રાજા કને, કરશે તે દુખિયો થશે,
જોશી આઠ હજાર, ... કિજે તો ઘોડા બાધે
વૈદિક વેદ હજાર, ભેદ... કિજે તો કાળજું રાધે.
અગ્નીહોત્રી અચુત, આવે ... તો તાકે,
નાટક ચેટક નિત્ય નવનવા, ... ણાર થાકે.
બરપુરષ ભોજ સભા મળી, શા ... જેથે નવ બોલયે;
એકસંથો કાળિદાસ, બેસંથો માઘ ...

વળિ પ્રીત વિપ્રને વરતિયા, પ્રીત અસુર સુરલોકની;
શામળ કહે તેવી પ્રીત સઉ, સકળ સૃષ્ટિમાં સોકયની
પ્રીત તેતરાં બાજ, પ્રીત કાગળ ને પાણી;
પ્રી તસતી ગુણીકાય, પ્રીત આટો ને ધાણી.
પ્રીત અગ્નિને નીર, પ્રીત સાચા જૂઠાની;
પ્રીત ચોરને શાહુ, પ્રીત રિઝવણુ રૂઠયાની,
એ પ્રીત વેર લાખો અમે, કહે શામળ કહું શું કથી;
સૌ દુખમાં દુખ સંસારમાં, શોકય સમાન કશુ નથી
અંધાને દુખ આંખ, સારૂ નરતુ નવ દેખે;
બેરાને દુખ કાન, રાગ પુરણ નવ પેખે.
રોગીને દુખ રોગ, ભોગ એકે નવ ભાવે;
ભિક્ષુકને દુખ એક, છેક ભીખારી કહાવે.
એવાં તો દુખ અનેક છે, પંગાને દુખ પગતણુ:
શામળ કહે સ્ત્રીને સોકયનું. છે દાવાનળ દુખ ઘણું.

## પતિના વિજોગ વિષે છપા.

પિતા ઘેર જે પુત્રિ, હોય રિદ્ધિ પણ રાંડી; ... સાં;
બોલે પુંઠળ લોક, કહે જે કથે છાંડી. ... સા: . કહો ક
પિતા ઘેર જે પુત્રિ, કુટુંબ કહાવે ... આજ ... ડે;
ભોજાઈ બોલે ભુંડ, કહે આ કર ... છાંડે.
ધનહીન હોય ઘરનો ધણી, ... પ્રીતે;
પણ સ્ત્રી તે શોભે સાસ... રે ... રાખેરીતે,
નર પાણી જે નાર ... પરમારથ પ્રીતે કરે;
નર પાણી જે ... એટલા, લો ઇકોતેર ઉધ્ધરે.
નર પાણી ... 
રહે ... રહે નહિ છાની છત્યે.

વિદ્યા છાનિ રહે, ન રહે નહિ છાની પ્રીતી,
છાનો ન રહે શૂર, રહે નહિ છાની રીતી.
દાતા જુઝાર જ્ઞાની ગુણી, વ્યસન વાદ વિદ્યા વિધી;
વળિ દાન માન સનમાન શુભ, છાનિ ન રહે સિદ્ધિરિદ્ધી.
છાની ન રહે છેક, રીત ભુંડી કે રૂડી;
ઘરમાં કરિયે ગુહ્ય, દેશમાં વાગે ડુંડી.
છાનો ન રહે પુરુષ, શૂર કાયર કે દાતા;
છાનુ ન રહે છિદ્ર, ભ્રાત ભગની કે માતા
વળિ વિદ્યા છાનિ ન રહે નહીં, લીલા, લહેર લક્ષ્મણ તણી;
કદિ છાનું પાપ રહે નહી, ખોદાવી ચાલ પૃથિવી ખણી.
રાજાને તે સાલ, રૂઠાયો ભાઇ કુટે;
એક પ્રજાને સાલ, ભુપ વણુ વાંકે લુટે,
વેપારીને સાલ, પટતર પટકુળ નાખે;
શાયને શાલજ શોકયનું, મુરખ ને વિદ્યાતણું.
જો નર નવ માને નારને, સ્ત્રીને સાલે તે ઘણું.
ભલેજ જાયો જંન, જેથી સુખ પ્રાણી પામ્યા;
ભલેજ જાયો જન, જેથિ દુનીયાં દુખ વામ્યા.
ભલેજ જાયો જંન, દાન દાતા કહેવાણો,
ભલેજ જાયો જંન, સદા સદગુણી ગણાણો.
જનનીએ જનો ભલે જણ્યા, શુર પૂર દાતા ભગત,
શામળ તે ભલેજ જનમિયા, જેથી સુખ પામ્યો જગત
ધન્ય તેહની માત, પુણ્ય ઉપર જો પ્રીતી;
ધન્ય તેહની માત, જેહ ઘર રૂડી રીતી
ધન્ય તેહની માત, જેહ સદાવ્રત આપે
ધન્ય તેહની માત, પંગાયાં કષ્ટ કાપે,

દાતાગુણ જેમાં વશે, બહોળો જશ બંધાય.
ફળ નિષ્ફળ જાણે નહી, દીલથી હોય દાતાર;
વિશંભરને વહાલો ઘણો, ધન્ય એનો અવતાર
સોમાં શુરો કોઈક નર, લક્ષે કોઈ દાતાર,
પંડિત નર પરખી શકે, ધન્ય એનો અવતાર.
શરીર આપવું સોહલું, દોહલો દેવો દામ,
દાતા ધન ધુળવત ગણે, તે નહી હામે ઠામ.
જીવત જગતે જશ વધે, સ્વર્ગે સમુ સુખ થાય,
કૃપણ હોય કોટી પતી, આપ હાથે નવ ખાય.

## કૃપણવિષે દોહરા.

અગ્નિ ચોર હાકમ લિયે, રહે કહી દાટયે દામ;
કરપિ છોરા કરગરે, ન મળે વસુ વિરામ.
કોને ધન શત સહ સંધ્યા, કોય કરોડો લાખ,
નિરખી હરખે શુમનર, રહેછે અંતે રાખ

## છપા

જેમ ઘાંચિનો બળદ, રાત દિવસે તે ફરિયો
જયમ ગધેડો ગુણહીણ, ભાર આખલેખે ભરિયો.
પાડો જેમ પખાલ, પુંઠપર પરઠે પાણી;
વેઠ પકડ્યો વીર, તરફડીને તે તાણી
જર રળ્યો રોજ થઈ રાંકડો, વેઠી દુખ વધારિયે;
શામળ નવ ખાધો ખરચિયો જતી બાજી હારિયો
જર જોતામાં જાય, ચોર કે હાકમ લુંટે,
જર જોતામાં જાય, જુઓ જર ખાંતાં ખુટે.
જર જોતામાં જાય, ઉડે જો આગ સજોરી;

જર જોતામાં જાય, ચઢે ગાડી કે ચોરી.
જર જાવા બેશે જે સગો, રાખ્યું વડી રહે નહીં;
શામળ કહે જાય સમુળગું, કહો મુખ જોવું કહીં.

## લોભ વિષે છપ્પા.

લોભ ઘટાડે લાજ, કાજ બગડે જો જાગે;
વળિ ઘટે વેહેવાર, ભાર શોભા પણ ભાગે.
લોભે લક્ષણ જાય, થાય અન્યાય અધર્મે;
લોભે સૌ સંતાપ, છાપ ચોટે કુળ કર્મે.
સન્માન માન મોટમ મટે, શુદ્ધ કુળમાં શુળ છે;
શામળ કહે શાળા સમજજો, લોભ પાપનું મુળ છે.
વાણું સાંજ સવાર, મધ્ય સંધ્યા મધ્ય રાતે;
ઘડી પલક ને પહોર, આજ કાલે પરભાતે.
રવી સોમ શનિવાર, ત્રીજ તેરશ ત્રયવેળા;
શરદ શિશીર વસંત, ભુવન ભુવનમાં ભેળા;
કૃત આદિ યુગ અંતે કળી, શુદ વદ સર્વ સમાયછે;
શામળ આશા તો અમરછે, જુગ બધા વહી જાય છે.
જાય લોભથી જીવ, દેવ પણ લોભે રૂઠે,
ભવન કરી દે ભસ્મ, લોભનો અગ્ની ઉઠે.
હોય લોભથી હાણ, જાનપણું લોભે જાય;
લોભે હીમત હીન, હીનપણું લોભે જાય.
લોભે લક્ષણ લાખો ઘટે, લોભે સંકટ શૂળ છે;
કવિ શામળભટ સાચું ભણે, લોભ મૂળ પાપનું મૂળ છે.
લોભે તુટે પ્રીત, લોભથી હીત ન હોય,

લોભે ચોરો ચાડિ, કરે કુળવંતા હોય.
લોભે બોલે જુઠ, લોભથી હત્યા થાય;
લોભે જાય વિદેશ, લોભથી ગાણું ગાય;
લોભી સગળો સંસાર છે, હોય જેથિ પણ હીનતા.
શામળ બહુ લોભી બેજણાં, વિપ્ર અને વળિ વનિતા.
આશા ઊંડી ખાડ, પહાડથિ થાય ન પુરી;
હેમ મેરૂસમ હોય, તોય પણ રહે અધુરી.
આશા નીર અઘાત, બહુ જન તેમાં બુડયા;
કોણ રાય કે રંક, કોણ રૂડા કે ભુંડા.
શૂરા પુરા પંડિત સઊ, ભણ્યા ગણ્યા ભુલા ભમ્યા;
આશારૂપી અરણ્વ જળે, શામળ કહે સહિ શમ્યા.
ગળે અઢારે અંગ, ગળે નાસા ને નેણાં;
ચળે મુંડને તુંડ, વદાયે વિપરિત વેણાં.
અસ્થિ રૂધિર ને માંસ, સુકાય ચલાય ન ચરણે;
ધાતુ સરવનો ધ્વંશ, કશું સભળાય ન કરણે.
ઇંદ્રિયો બધિયે અડવડે, અહાર નિદ્રા પણ ઘટે;
શામળ કહે તૃષ્ણા શતગુણી, મનમાં વધે નહી મટે.
અર્થી ન ગણે પાપ, અર્થી જમને નવ જુએ;
અર્થી ન માને શાપ, પાણી પરિયાનું ખુએ.
અર્થી કુડાં કામ, કરે બેકે નવ બીહે;
અર્થી બોળે નામ, લાખ લાંછન શિર લિએ.
અર્થી તો જિવ આપે મુએ, અર્થી અવગુણ નવ ગણે;
અર્થી આંખે દેખે નહી, શામળભટ સાચું ભણે.
કામી કહીયે અંધ, અંધ લક્ષમીનો લોભી;
અંધ સવારથ સર્વ, અંધ મેલો મન મોભી.
અંધ અદેખો આપ, અંધ ચોરી ને ચાડી;

અંધ અહંપદ ઊર, અડાવે વાતો આડી.
એવા અનેક તો અંધ છે, કાં નર ને કાં નારિયો;
શામળ કહે અંધ અતી ઘણા, જે જન ઇછે જારિયો.
લોભ કરાવે કષ્ટ, લોભ મરજાદ મટાડે;
લોભ કપાવે શીશ, લોભ ગુણ જ્ઞાન મટાડે.
લોભે જાય તણાઇ, લોભ સુખ સર્વ શમાવે;
ઉમત્ત અધિપતિ આપ, નીચને શીશ નમાવે.
દુખ દાવાનળ તો લોભ છે, કરે ગુણીને ગરકમાં.
કવિ શામળભટ સાચું કહે, લોભી પડશે નરકમાં.

## ભીખ વિષે છપા.

ભીખમાંહિ નહિ ભોગ, ભીખથી જોગ ન સાધે;
ભીખમાંહિ નહિ માન, ભીખથી ભાગ્ય ન વાધે.
ભીખ નામ નિર્માલ્ય, ભીખથી ભારજ રુએ;
ભિક્ષુક ઓછું પાત્ર, ભીખ સામું કો જુએ.
જે તરણું તુછ તે સરવથી, ભીખ હોય હલકી ઘણું;
કવિ શામળ કહે શાણા સુણો, ભિખાથી ભુડું શું કહું.

## દોહરા.

મોતથી ભુંડુ માગવું, ધર્યો જન્મ તે ધીક;
કહેવો દાતા સૂમને, ભુંડી સઉથી સીખ.
કાયર શૂર વખાણવો, કૃપણ કહી દાતાર;
નીચને ઉંચ વખાણવો, ભારે ગ્રહેવો ભાર.
અધર્મી હોય અભાગિયો, અધિક જાણાવે હુઠ;
દીજવવો રાજા કહી, ભીખને સાથે ભઠ.
ગુણી કહેવો ગુણહીનને સ્વરૂપ જ્ઞાની શઠ;
ન રહે બોલ જાચક તણો, ભીખને માથે ભઠ.

# પ્રશ્નોત્તરવિષય છપા.

## પ્રશ્ન.

કોણ પૃથ્વિથી પ્રૌઢ, કોણ અણુથી પણ નાનો;
કોણ પવનથી પહેલ, કોણ દેવોથી દાનો.
કોણ વિધુથી વિમળ, કોણ અગ્નીથી તાતો.
પયથી ઉજવળ કોણ, કોણ મદિરાથી માતો.
વળી કવણ તેજ તરણીથકી, કોણ શર્કરાથી ગળી;
કવિ શામળ કહે ઉત્તર કહો, પુરણ પહોચે મન રળી.
કવણ તરણથી તુછ, કવણ મણિથી છે મોઘો;
સ્વર્ણથી સોભે કવણ, કવણ કુશકાથી સોંઘો.
કવણ બરાસથી બેહેક, કવણ કાજળથી કાળો;
કવણ લોહથી કઠણ, કવણ બાળકથી બાળો.
વળિ કવણ વીછીથી વેદના, કવણ સરવથી છે ગળી;
શામળ મોહુ શું મેરથી, કહો તો પહોચે મન રળી.

## ઉત્તર.

મહિથી મોટો દાનિ, અણુંથી લોભી નાનો;
પવનથી પેહેલું મન, વિવેક વિબુધથી દાનો,
ચંદ્રથી નિર્મળ ક્ષમા, ક્રોધથી અગ્નિથી તાતો;
દુધથી ઉજવળ સુજશ, અમલ મદિરાથી માતો.
છે તેજ તરણિથી નેત્રનું, ગરજજ સાકરથી ગળી;
કવિ શામળ કહે ઉત્તર કહ્યો, પહોંચી તેની મન રળી.
જાચક તૃણથી તુછ, મણીથી સદગુણ મોંઘો,
સ્વરથી શોભે સપુત, ગરિબ કુશકાથી સોંઘો.
કીત બરાસથી બેહેક, કપુત કાજળથી કાળો;

સુમ લોહોથી કઠણુ, અજ્ઞ બાળકથી બાળો.
દુર વચન વીંછીથી વેદના, મિષ્ટ વાણિ સઉથી ગળી;
છે કલંક મેલુ મેશથી, પહોંચિ તેની મન રળી.
પરહર મનવિણ દાન, હેત વિણ પરહર જાવું.
પરહર બાળશું ખ્યાલ, ચાહવિણ પરહર ચાહાવું.
પરહર બડાશું વેર, મિત્ર પરહર જે ઘાતી.
પરહર લંપટ ગુરૂ; દુષ્ટની પરહર જાતી.
પરહર જે મીઠા લાલચી, પરહર લાંચ લે પાંચમાં.
શામળ કહે પરહર પ્રેમદા, અન્ય પુરૂષની આંચમાં.
બાળ પરાણે પ્રીત, બાળ નિરધનનું જીવ્યું;
બાળ કુબુદ્ધી બુધ, બાળ ખારૂં જળ પીવું
બાળ સુમની સેવ, બાળ કપટી ધરનાણું;
બાળ ચુગલિની ચાલ, બાળ બેઠરી દુઝાણું.
વળિ બાળજ વસવું સાસરે, બાળ બનેવી ઘર જવું.
શામળ કહે બુદ્ધી બાળ જે, દરીદ્ર થઇ ડાહ્યા થવું.
બાળ મુરખશું મેળ, બાળજે પાપે રળવું;
બાળ નિર્લજ વેપાર, બાળ અણમળતે મળવું.
બાળ ગુણાવણ રૂપ, બાળ વગડામાં વસવું;
બાળ બહુ બકવાદ, બાળ હરદમ જે હસવું.
વળિ બાળ ઉપાસન ભુતનું, બાળ વિદ્યાવિણ નામને,
વળિ બાળ દેહ દાતાર વિણ, બાળ વૃષવિણ ગામને.
બાળ વસવું મોસાળ, બાળ ઓવણ સુખ ઘરનું;
બાળ બનેવી ઘેર, વસીને મરણ ઉદરનું.
બાળ દિકરિના દામ, બાળ શત્રુઘર શરણે;
બાળ ફુટેલો કાન, કથા ન સુણી કદિ કરણે.

બાળો પરવશ પેટારથી, આદર વિણ ઊદર ભરે;
શામળ કહે બહુધા બાળ જે, સપુત વસે સસરા ઘરે.
બાગ માગવી ભીખ બાળ કાસીદીયુ કરવું;
બાળ ચોરીનું ચિન્ત, પારકું ધન જે હરવું.
બાળ વૈતરૂં વેઠ, ભાર લેવો નિત્ય શીશે.
બાળ પુરૂષ પરવશ, દીનતા નિશદિન દીશે.
વળિ બાળ પંથ જે પાપનો, બાળ એકલ શુરા થવું;
શામળ તે ધંધો બાળ જે, વિદેશ જનમારો જવુ.
ધિક શુરાનું શસ્ત્ર, જો કદી કાયર કહાવે;
ધિક ગુણીજનના ગુણ, ન ગણના ગુણ જો ગાવે.
ધિક જાચક જગમાહિ, કૃપણ આગળ કર જોડે;
ધિક કવિતા કવિકેરિ, કૃપણના જશ જો જોડે.
ધિક્કાર પવિત્ર સુપાત્રને, કુપાત્રશું રંજિત રહે;
શામળ કહે વિદ્યા ચાતુરી, ગરથ કાજ સદગુણ ગ્રહે.
ભામનિ ભુંડા ભોગ, ભોગ ઘેલું ઘરસૂતર;
બાળક કૃપણે ભોગ, ભોગ જે પુત્ર કપુતર.
ભોગ દેહમાં રોગ, ભોગ જે પાપે રળવું;
વાલા વિજોગ ભોગ, ભોગ વણમોતે મરવું.
મહાભોગ પ્રેમ પરનારિશું, ભોગ મમત મુરખપણું;
મહાભોગ ભક્તિ ભાવે નહી, ભોગ એટલાંને ભણું.
મુઓ મુરખને જાણ, મુઓ જો નારિ કુનારી;
મુઓ દેહ ક્ષયરોગ, મુઓ જો ઋણશિર ભારી.
મુઓ ચડેલ કલંક, મુઓ અપજશ લે આપે;
મુઓ ખેપ કરનાર, મુઓ જે રળવું પાપે.
જન મુઓ જેહ પરવશ પડયો, મુઓ જે વનિતા વશ હવો;

કવિ શામળભટ સાચું ભણે, માનહીણુ માણસ મુઓ.
જીવ્યો જશ લેનાર, જિવ્યો પરમારથ પુરો;
જીવ્યો દાતા દેહ, જિવ્યો જે સામદ શુરો.
જીવ્યો બાલિક ભક્ત, જિવ્યો જે જગતે જાણ્યો;
જીવ્યો કિરતીવંત જિવ્યો કવિયેજ વખાણ્યો.
જીવ્યો જન તે તો જાણવો, જેનિ આશ સઉકો કરે;
શામળ કહે જીવ્યો તેહ જન, જે રાકટ પરનાં હરે.

પ્રશ્ન.

પ્રથમ પાણિ કે પવન, પ્રથમ ક્ષીતી કે ખગ્ગા;
પ્રથમ બીજ કે વૃક્ષ, પ્રથમ ઔષધિ કે અગ્ગા.
ધણુ કે એરણ પ્રથમ, પ્રથમ ગરદજ કે મેરી;
પ્રથમ વૃષ્ટિ કે સૃષ્ટિ, પ્રથમ આંબો કે કેરી.
વિદ્યા કે વિપ્ર પ્રથમ કહો, પ્રથમ દિવસ કે જામની;
શામળ કહે જાણો તો કહો, પ્રથમ કંથ કે કામની.

ઉત્તર.

નહિ પાણી કે પવન, નહી ક્ષિતી કે નહિ ખગ્ગા;
નહી બીજ કે વૃક્ષ, નહી ઔષધિ કે અગ્ગા.
નહી એરણ ઘણુ નહી, મરદ કે નહિ મેરી;
નહી વૃષ્ટિ કે સૃષ્ટિ, નહી આંબો કે કેરી.
નહિ વિદ્યા કે નહિ વિપ્રપણુ, નહી દીવસ કે જામની;
શામળ કવિ કહેછે સમજજો, કંથનિ સાથે કામની.

खावाना छ रस.

ગુણનિધિ ગોરસ એક, બિજો ઇક્ષુરસ બાળા
ત્રીજો રસ તાંબુળ, મધુ ચોથો રસ માળા.
પ્રીયા આંબરસ પાંચ, છઠો સબરસ તે મીઠું;

વિશ્વવિષે વિખ્યાત, દેવને દુર્લભ દીઠું.
ઉત્તમ રસ શોધ્યો નવ મળે, ખરીજ રસની ખાણ છે;
જ્યમ હીરો કોઇક હોય છે, પોહાતો બહુ પાણ્ણુ છે.
ગાવાના રસ ગણું, કંઠ સુકંઠી પહેલો;
બીજો રસ બહુ તાળ, તીજો રસ વાજાં વહેલો;
ચોથો રસ ચતુરાઈ, થકી જે બુદ્ધી બોલે;
પવિત્ર રસ પાંચમો, નામ ઈશ્વર અણુ તોલે.
છઠો રસ સઉનો છત્રપતિ, જે વેળાનું ગાન છે:
શામળ કહે રસિક શિરોમણી, ચોટા જનને માન છે.
દર્શન પેહેલું વિપ્ર, પ્રભુને યજ્ઞે પુજે;
શુભ દર્શન શ્રીપાત, સચ્ચિદાનંદજ સુઝે.
નિર્મળ દર્શન નાથ, શક્તિ પુજનનો સંગમ;
વાર્તિક દર્શન વેદ, પાંચમું જાણો જગમ.
દર્શન છઠું દરવેશનું, એકજ સઉનો ઇશ છે;
શામળ કહે છછો એકનાં, પાખડો છત્રીશ છે.
સંસ્કૃત ભાષા સરળ, માગધી મોટે મુખ્યે;
આલેરી ગુણનીધ, અપભ્રંશી તે હુદયે.
દેશી ભાષા દાખ, પિશાચી પઢજો પ્રીતે,
ચારણ ચોથી ભાખ, રાજદ્વારે શુભ રીતે.
એ ખટ ભાષા જે ખોજશે, ધારી જોતાં ધર્મ છે;
કવિ શામળભટ સાચું કહે, ભોગી તેના બ્રહ્મ છે.
ન્યાય શાસ્ત્ર નવરંગી, બીજું વેદાંત વખાણું;
મીમાંસા મહામુલ્ય, જુગતિ પાતાંજલિ જાણું.
સાંખ્ય શાસ્ત્રની સાણ, ભલા જન તે તો ભાળે;
વૈશેષક ગુણવાન, સર્વનો સંશય ટાળે.

ખટ શાસ્ત્ર કહ્યાં તે ખોળશો, વિવેકવંતા તો થશો;
કવિ શામળભટ સાચું કહે, નહિ એમાં સંશય કશો.

## જીવતાને સઘળું મળે.

વાંઝણિ પ્રસવે પુત્ર, મુર્ખ પણ કવિજન થાયે;
નીર ભરાય નવાણુ, રંક શિર છત્ર ધરાયે.
વળે કોઈ દિન વેર, ઝેર વળિ જાય જરૂરી;
ગુણકા જેવી ગમાર, સતી તે થાયજ પૂરી.
એ રીત અનેક થયાં થશે, શાસ્ત્ર શાખ દે છે સહી;
શામળ કહે ઝાઝું શું કહું, જીવ ગયો આવે નહી.
જિવતો પામે રાજ્ય, જીવતો પરણે નારી;
જિવતો બેસે અશ્વ, થાય જીવતો વેપારી.
જિવતો માંડે જંગન, સુકીરતી જીવતો સાહે;
જિવતો પહેરે નંગ, જીવ તો લાણું લાહે.
વહાલાનો હોય વિજોગિયો, તે સંજોગી થાય છે;
પણ મુઆ કોઇ દેખે નહી, શામળભટ ગુણ ગાય છે.

## સુખ દુખ વિષે.

દુખે જાય સદબુદ્ધિ, દુખે સાબુતર નવ ભાવે;
દુખે ડહાપણ દુર, દુઃખ કુડ કપટ કરાવે.
દુખે દેહમાં રોગ, તેજ તનનૂ તો નાસે;
દુખમાં લીલા લેહેર, પલક નવ આવે પાસે.
દુખ દાવાનળમાં ડુબિયો, જરિયે શાંતી નવ જડે;
હસવુ નવ આવે હેતથી, ફુલ મુખમાંથી કયમ પડે.
સુખે સાંભરે સર્વ, વ્યસન બહુ વિધિનાં સૂઝે
રમવું હાસ્યવિલાસ, સ્નેહની જુગતી સુઝે.
લાંડ ભવાઈના ભાવ, જાન જોણુ ને જાતર;

ખટરસ ભોજન ખેલ, મહાસુખ મહિમા માતર.
દુખ દાવાનળમાં જે પડ્યો, સુખ સર્વે એનું ગયું;
હસવું કયમ આવે હેતથી, પિંજર બળી પ્રલે થયું.

## ઇશ્વરની કૃપા તથા આપત્તિ વિષે.

દિકરી કેડે દામ, ખરચિ જોબનમાં રાડે;
જન્મ કુવારા જાય, પછી ઘડપણ ઘર માડે.
મુકે નિરમા નાવ, બને એવું કે બુડે;
ધણિ પકવે બહુ ધાન, આવિ ગામોતર ગુડે
મનના મનસુબા મન રહે, વિચાર્યું વાયે જાયછે.
મન મમત ઘણો સુરબ કરે, કર્તાનું કર્યું થાયછે.
જે બેસે ગજશીશ, ચરણ અણવાણે ચાલે;
ન જુએ તડકો ટાઢ, ફરે દાવાનળ ઝાળે.
જે ઘેર લાખ કરોડ, ૦-૧જ ભરતા તે દીઠા;
સુતા પુષ્પની શેજ, કાશદાં કરે વરીઠા,
છે એવિ અકળ ગતિ દેવની, સુખ ત્યાં દુખ આવી અડે,
શામળ કહે સઘળાં માનવી, સાખે દુખ જે શિર પડે.

### દોહરા.

વાર્તા કહે શુણ ભામની, તજ મન ચિંતા શોક;
ગમ્યું થાય જગદીશનું, કહાંપણ કરવું ફોક
કો વેળા નવનીધ ઘરે, કો વેળા નહીં દામ;
કો વેળા સેવક સહુ, કો વેળા પરકામ.
કો વેળા ખટરસ સહીત, પેર પેર પકવાન;
કો વેળા ફાટે મળ, મઠ કુશકા ખડધાન.
કો વેળા ગજ ઘોડલા, છત્ર ચમરની છાંય;
કો વેળા પગ પાળવે, તાતો વેળુ માંય.

કોતક મંદીર મહેલમાં, સુખ સજ્યા ફળ ફૂલ;
કો વેળા આલોટણું, ધરણી કંટક ધુળ.
કોતક પટકુળ પામરી, મોંઘે મૂલ્ય મગંન;
કો વેળા રઝુ રખડવું, નીર્લજ પણે નગંન.
કો વેળા પરવત ટપે, સમરથ પણે શરીર;
કો વેળા દેહ દામણો, ન પીયે હાથે નીર.
કોતક કેસર અરગજા, વપુ ઓપાવે વર્ણ;
કો વેળા કિંકર થઇ, ચાંપે પરના ચરણ.
કોતક માણેક મોતીના, હૈયે હાટક હાર;
કરે કો સમે કાશદ્દ, ભારો માથે ભાર.
કો વેળા અશ્વે ચઢે, દિવાન થઇ દિલ દીશ;
કો વેળા ગર્ધવ મળે, પડે મોજડાં શીશ.
કો વેળા ધ્વજ ધર્મની, સદાવ્રતની શીખ.
કંગાલ થઇને કરગરે, ભટકી માગે ભીખ.
કોતક પંચ પ્રમાણમાં, મોટા આપે માન;
કોતક દેશવટો દિયે, કથન સુણે નહી કાન.
સમા સમાની છાયડી, સુખ દુખ અપરમપાર;
પુણ્ય પાપ બે જોડ લે, એમા શો અહંકાર.
શાલ સપુત શોભિત સદા, મોટા જન દે માગ;
વપુ પડતાં તે વાળિયો, કોઇ ન મુકે આગ.
મારૂં મારૂં મુરખ કહે, તારૂં ન મળે તંન;
પુણ્ય પરવારે રઝુ અટે, દિવસ પાધરે ધંન.
પુણ્યાઇનું ફળ સુખ છે, પાપ દુખની પેર;
પુણે કોઇ અમૃત પીએ, કોઇ હળાહળ ઝેર.
સુત સમૃદ્ધિ શરીરનો, કરશો ગર્વ ન કોય;

ભાલે મળ્યું તે ભોગવો, છાયા ફરતી હોય.
રાણી દશરથી તણી, આસરે દાસિ શરીર;
અરણ્યમાં અસંક જણ્યો, ન મળે અન્ન કે નીર.
રખવાળે દળણી રણવિષે, જળ કારણ તે જાય;
પડતે પડે ચડતે ચડે, દૈવગતિ કહેવાય.

## હિંમતવિષે છપા.

હીમત મૂકે હાણ, હિંમત મુકે તન ધ્રૂજે,
હિમત તજે જિવ જાય, સરખા રસ્તો નવ સૂજે.
હિમત મુકે હમેશ, જરૂર જર ને જશ જાય;
હીમત મુકે દામ, લેણના દેણા થાય.
હીમત ચુકયાથી હારિયે, ભટકી વેણ ન ભાખિયે;
કવિ શામળ કહેછે સર્વદા, હૃદયે હીમત રાખિયે.

## ગરજવિષે છપા.

ગરજે જાય વિદેશ, ગરજ શિર ભાર ઉપાડે;
ગરજે વાજાં વાય, ગરજ તરવાર વજાડે.
ગરજે ગુણ ગમાય, ગરજથી ધન પણ ધીરે;
ગરજે મોંઘો માલ, નાંખશે ઊંડે નીરે.
પામર જનને પીતા કહે, માઠા અંગ રહે મળી;
કવિ શામળભટ સાચું કહે, ગરજજ આકરથી ગળી.
ગરજે ઘેલા થાય, જાય ડાહ્યા પણ દહાડી;
ગરજે નિચ ઘર ઉંચ, લેજ લાખેણી લાડી.
ગરજે પંડીતરાય, મુરખની માને સેવા.
લક્ષપતી તજી લાજ, ગરીબ ઘેર જાયે લેવા
વળિ ગરજે ગર્વ ધરે ઘણો, ગરજે રોષ મુકી રહે;
કવિ શામળ કહે વશ ગરજને, કાયરને કાકો કહે.

ગરજે સઉ વિષ વિષમ, પિયેછે પુરણ પ્રીતે;
ઠંભી જનને દેખી, નમે નર ગરજે નીચે.
ગરજે નિરમળ નાર, લાજ લાખેણી લોપે;
ગરજે સુમની સેવ, ચાહે છે ચિત્તથી ચોંપે.
રાજા પણ ગરજે રંક ઘેર, પાળે પગલે પરવરે;
કવિ શામળભટ સાચું કહે, નેવ નીર મોભે ચડે.
ગરજે ગુણકા નાર, જઈ નર આગળ નાચે;
ગરજે ઓડે હાથ, ગરજ જાચક થઇ જાચે.
ગરજે ગુણિજન થાય, ગાય ગુણવંતા ગીત;
ગરજે શત્રુ સાથ, પરાણે માંડે પ્રીત.
નિરસાં મુકેછે નાવડાં, તે બુડે કિંવા તરે;
કવિ શામળ કહે ગરજે સંઉ, ક્રુડું કે રૂડું કરે.

## સારા તો જેવલ્લા કોય હોય

દાતા કોઇક દેશ, કૃપણ જગમાં બહુ જાહેર.
શુરા કોઇ સમર્થ, કોટીધા કુડા કાયર.
પુણ્યનો ક્યાંઇ પ્રવેશ, પાપિનાં પુર જહે છે;
સતવાદી સતિ કોઈ, કલંકી ક્રોડ રહે છે.
હરમે હરમે હીરા નહિ, પુર પુર પેઠા પાણ છે;
જાણો વિરલા જશવંત નર, અસંખ્ય પુરૂષ અજાણ છે.
શેરી શેરી બહુ શ્વાન, સિંહ સાંભળીયે કાને;
સપુત સહસ્સે એક, કપુત કોટી અનુમાને.
સદવિદ્યા ક્યાંઇ શેષ, અવિદ્યા અતિ આડંબર;
ધાતુવાદિ કો ધીર, ધુર્ત જુઠા જગ ઝંમર.
કવિજન સાચા તો કોઇ છે, મુર્ખ કવી બહુ ગાણતા;
શામળ બહુ લોક સવારથી, પરમારથ કો જાણતા.

બહુ બાંધે હથિયાર, તાણવા વેળા ત્રાસે;
બોલે બોલે અતોલ, નાણું ખરચ્યાથી નાસે.
ખાય પિયે જન ખુબ, હોય ખવરાવે ખાંપણ;
સત્ય કોઈ સાહુકાર, ઓળવે આપી થાંપણ.
બકવા કરિ બોલ બકે બહુ, પાળે કોઈક પુરપતી;
શુર રાખે નરપતી નામનું, રૂડી કરમની જો રતી.

## પાપ પુણ્ય વિષે છપ્પા.

પાપે પાપની બુદ્ધિ, પાપ અતિશે દુખ આણે,
પાપે મિત્ર કુમિત્ર, પાપ જુગતી નવ જાણે.
પાપે કુલ કલંક, પાપથી પુણ્ય પળાયે;
પાપે વટલે વંચ, પાપ સહુ અવગુણ ગાયે.
પાપે સુધર્મ ધારે નહીં, પાપ ભગાવે ભોગને;
શામળ કહે પાપે પામશે, રગતપીત સમ રોગને.
પાપે પુજે પાખંડ, પાપિ કુળ હીણ કહીજે,
પાપે સુખ વિછેદ, પાપથી દેહ દહીજે.
પાપે અંધ અપંગ, પાપથી દુર્બળ દેહે;
પાપે અપજશ પુર્ણ, પાપ અવગુણનું ગેહે.
પાપે પરિબ્રહ્મ પ્રિછાય નહિ, ( રગ રગ વેઠે રોગને );
શામળ કહે ફળ એ પાપનાં, ( પાપ ન જાણે જોગને ).
પુણ્યે નાસે પાપ, પ્રજા શુભ પુણ્યે પામે;
પુણ્યે પ્રસરે કીર્તિ, વેદના પુણ્યે વામે.
પુણ્યે નહિ ગ્રહ દોષ, પુણ્ય સજ્જનનું ભૂષણ,
પુણ્યે દેહ ન દંડ, પુણ્ય નિર્મળ નિરદૂષણ.
વળી પુણ્યથકી લક્ષ્મી મળે, પુણ્ય પાપ બધુ બળે;
શામળ કહે પુણ્ય પ્રતાપથી, તાપ ત્રિવિધ તનના ટળે.

છાનું કરિયે પાપ, જગત ખાધું તે જાણે;
છાનું કરશે પુણ્ય, મોજ મહિમા તે માણે.
છાનું ખાયે ઝેર, લેર તે વેળા લાગે;
છાનો કરડે નાગ, પલક પાણી નવ માગે,
જપ તપ કે સાધન જોગનું, તે છાના કરવાં ઘટે;
અન્યાય અધર્મ ગુપત કરે, તેનું માન તુરત મટે
છાનો કરડે નાગ, જોરથી ઝેર ચડે છે;
છાનુ વાસે વેર, પોહિ પછિ વિપત પડે છે,
છાનો કરડે વિંછિ, ચિત્તમા લાગે ચટકો;
છાનો પાવક પડે, શગાનક લાગે ભડકો.
જે છાનાં પાપ જગત કરે, જરૂર તે દુખ ભોગવે;
પણ છાનાં પુણ્ય પ્રતાપથી, ભલાં સકળ સુખ ભોગવે.

## બહોતર કળા વિષે છપા.

ચિત્રકળા પોશાક, પાગણ વન કૃતિપાઠ;
જમવું તરવું નીર, સ્નાન જિતવું વહિ વાકે.
વારવે ભાવ પલંગ બેસવું સુવુ શેજે;
બોલવું ફિરવુ હોડ, દેવપુજન અતિ તેજે.
મરવા અંગે શણગાર શુભ, તિલક કરે દીઠું કરે;
ભણવું ને લેવુ લાજવું, કળા એહડો મન ધરે.
કરવાં લેખાં કામ, કામ રળવું જંતરીકે.
ખેતી વણિજ વિવેક, સત્ય શુરાપણુ ટીજે.
ચડે ઝાડપર જુગતિ, પારથી પરઠે પાપે;
ચંણી પાડે પલક, કહી મહેનત કરિ આપે.
રૂપ વાહન કરે વિવેકથી, હાકી જાણે હોડથી;
ઓષધ ને અમલજ કેળવે, શામળ સુકળા ગોર૧

પરખે નરખે નેહ, બોલ ચડ ગમતા બોલે;
ભાવ ચુકડે નેટ, ધર્મની ધારણ તોલે.
ગાયે વાય વિવેક, ચાહે ચોપગને ચિત્તે;
ઉપસન આસન, મંત્ર જંત્રો જપ નિત્યે.
પોષણ શોષણ ને હિત હરણ, શરણાગતને રાખવું;
ચોરવું ચિતમાં ચેતવું, વાણી કળા સત્ય ભાખવું.
દાન માન અપમાન, જુઠ જાણું પરખાવું;
સચ પ્રપચ પાખંડ, દંડ દેવું ચિત ચહાવું.
તજવું સજવું સેવ, દેવ દર્શન પ્રિયમળવું;
કાગવું રમવું રમત, દુઃખ સુખ શરિરે સહેવું.
વળી પ્રીત રીત પગ કાઢવો, ફળ નવ જાયે એતરી;
નિત્ય સત્યનામ હિંસ રાખવું, શામળ કળા બહોતરી.

## છત્રીશ વાજાં વિષે.

તાલ મૃદંગ સુર ઢોલ, રવાજ સારંગી સતારી;
વેણુ વશી જત્ર, તંબુરો ને ચાતારી.
કાંસી નરઘાં ભેર, નફેરી ડફ શરણાઈ,
ભુંગળ શૃંગી કરનાટ, ઢાક ડમરૂ ગોમુખાઈ.
ઝંઝેરી મંજીરા મોરચંગ, શંખ ઉપંગ નોબત ભલી;
ઝીક એ ચો ખટ નવ બારના, તારતણાં છત્રિશ ગણી.

## સ્વભાવ વિષે છપા.

કેસર ક્યારા માહિ, ખરાબ કસ્તુરી બેહેકે;
પાછળ કનકનિ પાળ, લસણ ચોતી લેહેકે.
ગંગા શોભતિ નીર, ઝંવેર જડીત્રજ ઝારી;
ભોજ ધરી શણગાર, સીચે નરપતિની નારી.
એવી રીતે કંઇ ઉગિયો, લસણ ખાડ ગં

બાદબોઈ ઊઠે પણ બહુ ઘણી, શામળ સ્વભાવ નવ મટે.

જળ તરવાને તુંબ, અગ્નિ ઓલવવા નીર,
ભુખનું ઓષડ અન્ન, બાળનું ઓસડ ક્ષીર.
તાય ઓષડ ઉપવાસ, ગુમડે ડામજ દેવા;
વિવેક તે વશિકરણ, સમસ્ત પ્રકારે સેવા.
ઓસડ છે એકે એકનાં, કોડે કોડે કહુ કથી;
ભુંડા કે રૂડા સ્વભાવનું, શામળ કહે ઓષડ નથી.
કોઇ સ્વભાવે શીળ, તથા કોઇક તે તાતે;
કોઇ સ્વભાવે ઉદાર; કોઈ કરપી મત માતે.
કોઇ જાર કે જુલમિ; કોઈ દંભી કે ડાહ્યો;
કો પાપી પુણ્યવંત, કોઇને વ્યસને વાહ્યો.
કો હુરાગી ને કો હેતુવો, કો હસમુખો હરી ઘડયો;
શામળ સ્વભાવ જે જાતનો, પ્રથમ પડયો તે તો પડયો
કોઈ વરણવે વેદ, ભેદ કો ભારે ભણીયો;
કો મુરખ મહિપત્ય, કોઇ જ્ઞાનીમાં ગણીયો.
કોઇ કરે બહુ પુણ્ય, કોઇ કહેવાણા પાપી;
કોઈ સમજયા નહિ સત્ય, કોઈ જપમાળા જાપી
કોઈ સુખદાતા સંસારને, કોઇ નીચ સઉને નડયો;
શામળ સ્વભાવ પલટાય નહિ પ્રથમ પડયો તે તો પડયો.

## કણબી વિષે છપ્પા.

પટલ પાસ પતશાહ, આપ જઇને કર ઓડે,
પટલ પાસ પંડીત, જાચવા જઇ જય જોડે
પટલ પાસ સઉ પ્રાસ, માન મુકીને માગે;
પટલ પાસ લખપતિ, લાલચે પાયે લાગે.
આપેછે પટલ પસાયતાં, જગ જીવાડણ જાણીયા;

વાઘ હણેછે જીવ, બળદ તો જગત જીવાડે.
બ્રહ્માયે રચિ બ્રહ્મ, પ્રથમ તો કણુબી કીધો;
ધોરી સર્જ્યો ધીર, બંનેને ત્યાં વર દીધો.
ઉપાડો ભાર અવનીતણો, કરો કામ ખડ અન્ન જમો;
છત્રપતિ આદિ સઉ છોકરાં, બાબા થઈ ભૂતલ ભમો.

સોરઠો.

"કણુબી કેડ કોડ, કણુબી કોઇની કેડ નહિ,"
ખરી એક છે ખોડ, ઉદ્ધતું ઔાષડ નહિ.

## જુદી જુદી નાતો વિષે છપ્પા.

વાળંદને ઉર વાત, રહે નહિ છાની છપની;
વાળંદને ઉર વાત, રહે નહિ ખોટી ખપની.
અઢાર વરણે એહ, અતીશે જાતજ ઓછી;
ન ગણે પુન્ય કે પાપ, છકે તેની મતિ છોછી.
શીખામણ કઉછુ સર્વને, દેશ વાગશે ડુંડિયો,
જો વાળંદ આગળ વારતા, કહી રૂડી કે ભુંડિયો.

## ભાટવિષે છપો.

કરે જમાની કોઈ, હસોંહી કોઇ કહાવે;
કોઇ વળાવે વાટ, કોઇ કિરતી ગુણ ગાવે.
કો પીંગળના પાઠિ, કોઇ મીઠાશે મહોની;
કો પસાયતાં ખાય, કરે નહિ સેવા કોની.
સનમાન મળે તો સાહેબી, અપમાને દિલમાં ડરે;
કવી શામળભટ કોડે કહે, ભાટ ભલી મોજો કરે.

## કોળીવિષે છપો.

કોકિલ તો દાતાર, સ્વભાવે કોકિલ સગરો;
કોળિ વલામણુ વાટ, ન હોયે કોકિલ નગરો.

વિધવિધની વાતોકરી, હવે સર્વને પ્રીત.

## સપુત વિષે છપ્પા.

સપુત નામ સરદાર, કોઇ ઉપર નવ કોપે;
સપુત નામ સરદાર, પિતાનું વચન ન લોપે
સપુત નામ સરદાર, બાપનું કુળ ઉદ્ધારે,
સપુત નામ સરદાર, હોય સમરથ પણ હારે;
વળિ સપુત નામ સરદાર તે, કુટંબનું પોષણ કરે;
શામળ કહે સપુત સલક્ષણા, માત પિતા જેનાં ઠરે.

## કપુત વિષે છપ્પા.

કપુત કહિયે તેહ, બહુ પરિયાને બોળે;
કપુત કહિયે તેહ, ધર્મ ધારણ નવ તોળે,
કપુત કહિયે તેહ, રંક જનને રજાડે;
કપુત કહિયે તેહ, બાન્ધન ઓગાં ઉજાડે.
એવા તો કપુત અનેક છે, અહંકાર પર બાપનો;
શામળ કહે સઉથિ કપુત જે, બોલ ઉથાપે બાપનો.

## ચતુર વિષે છપ્પા.

ચતુર લોકનું છિદ્ર, જગતમા કોઈ ન જાણે;
ચતુર ન ચીંતા ધરે, મોજ આનંદે માણે.
ચતુર લોકનો વણજ, જણાય ન લેહું દેવું;
ચતુર લોકનું પુણ્ય, ગુપત હોઇને નહિ કહેવું.
વળિ ચતુર લોકના પારને, કોઇ પંડિતે ન પારખ્યો
મુરખનાં મુખ જાણો સઉ, તે શામળ શઠ સારખો.
શકટ થકી કર પંચ, વેગળે વાટે થાવું,
અશ્વથકી કર આઠ, જાણીને ચાલ્યા જાવું.
ગજથી ગજશત પાંચ, આંચનો જન અધિકારી;

સિંહ થકી ડર સર્પ, પાપીથી એજ વિચારી.
પણ ચોર થકી ચોગણ રાજ, દુર્જન થકી તો ગામસો;
કહે દેશ ત્યાગ દુર્જન થકી, શામળ કહે શાણા વસો.
જાય શત્રુને સાથ, રૂંધેશાં તે તો રૂચ્યો;
જાય શત્રુને શરણ, ખરે ખર જીવજ ખુચ્યો.
જે દેખાડે કામ, કામ ઠેકાણે જાગે;
શત્રુનો વિશ્વાસ, કરે તે ધોકો ખાશે
અણ જાણ્યાને જે ગુણ ઉરે, દયા ધરે જે દેહમાં;
શામળ કહે તે દુઃખ પામશે, નર અજાણ શું નેહમા

## મમતવિષે છપ્પા.

મમતે ખર્ચે દ્રવ્ય મમતથી લીધા માંડે,
મમત કપાવે શીશ, મમતથી વાચા છાંડે
મમતે હારે હોડ, મમત ખરખાર થવાડે;
મમત ચડાવે આળ, મમત તો માન મટાડે.
મોટા પુરૂષો સઉ માનતે. જુની વાર્તામાં દેખજો;
શામળ કહે જીતો જગતમાં, મિથ્યા મમત્વ મેલજો.
મમતે જાય વિદેશ. મમત તો માથુ મુકાવે;
મમતે મુકે શરમ, મમત ચતુરાઈ ચુકાવે.
મમત કપાવે કીર્તિ, મમત અપજશ ઓપાવે;
દુઃખનો ડુંગર મમત, ઝેરનાં તરૂ રોપાવે
મમતે તો મેટમ નહિ રહે મમત થકી મરવું પડે;
શામળ કહે મમત્વ મુકજો. મમત નહી નરને નડે.

## ઈશ્વર ગાનવિષે દોહરા

ધર્મ શાસ્ત્ર ધ્યાને ધર્યું, શુભ જો મહિમા સાર;
[illegible] મહિમા જાણવા. કોઈના નાવે પાર.

કો કહે મુક્તી ધ્યાનમા, કો કહે જપ તપ વ્રત;
કો કહે દાને યજ્ઞનાં, કો કહે તારક તર્ત.
કો કહે પુજો પ્રતિમા, કો કહે નાઓ નીર,
કો કહે શોધો સ્વાતમા, કો કહે શુદ્ધ શરીર.
વૈષ્ણુવ જન વિષ્ણુ કહે, વ્યાપક સગળે જગત;
શિવમાર્ગી તો શિવ કહે, શક્તિમારગી શક્ત.
વામવાદિ તો વામ કહે, કહે વૈરાગી રામ,
પંડિત પરમેશ્વર કહે, નૌતમ જુદા નામ.

## પારકી આશા વિષે

કોઈ રળે ને કોઇ જમે, તાકે પરનો માલ.
આશ કરે જે પારકી, કર્મ હિન કંગાલ.
મંદ મતિ તે માનવી, કરે મનુષ્યની હાશ્ય
ચટકિ દેખી દિન ચારની, વળની થાય નિરાશ

## વાવે તેવું ફળ.

બાવળનું બી વાવશે, પ્રીતે પરડા ખાય.
આંબાનો રહે ઓરતો, ઇશ્વરનો એ ન્યાય

## ચોપઈ.

વાવે બીજ તે ઉગે ઝાડ, એમાં શાનો ગણુને પાડ;
કરે તેવું ભોગવશે તેહ, એહ વાતમાં શો સંદેહ.

## લક્ષ્મી કોઇની નહિ તે વિષે દોહરા.

લક્ષ્મી કોઈની નથી બીજું કોનું મૃત્ય;
સ્નેહ સબંધ ગણે નહિ, તજી જાય છે તર્ત.
રૂડા ભૂંડા નવ ગણે, ન જુવે કોનાં કૃત્ય;
ઘર કે રણ દાખે નહિ, તજી જાય છે તર્ત.
વેળા કવેળા નવ જુવે, સ્નેહ શું નાણે સર્ત,

નાનું મોટું નવ જુવે, તજી જાયછે તુર્ત.
રૂપ કુરૂપને નવ ગણે, વિવેક વિદ્યા વર્ત;
ઉંચ નીચને નવ ગણે, તજી જાયછે તર્ત
લક્ષ્મી ભુંડી લક્ષ વસા, માથે ભુંડું મર્ત્ય;
એલે ખવરાવે ખાતથી, તજી જાય છે તર્ત
વિદ્યા સિંધુ સુખતણો, વિદ્યા સદ્‌ગુણ વર્ગ;
લક્ષ્મીને લૂંટી ગણે, સહેજે પામે સ્વર્ગ
વખાણ શું જોને વિત્તના, ચંચળ શ્રી ચળ થાય;
જયમ વાદળની છાંયડી, પલ પલમા પલટાય.
કનક વિષે કળિયુગ વસે, વળી કનકમાં કામ;
કુડ કપટ કનકે વસે, ઠેઠ નરકનો ઠામ.
લખલવંત ઘેલા ઘણા, અલખત ત્યા અહંકાર;
સુખ છે સરષવ જેટલું, દુખ અર્ણવ અપાર.

## શિખામણ ચોપાઈ.

અધિક હેતથી કહુંછું અમો, તે રીત આચરજો તમો;
પરધન પરનિંદા પરનાર, પરહર કહુંછું વારંવાર.
પરધન દેખી થાવું અંધ, પરનિંદા નવ ધારો ધંધ;
નિચ વાત થકી નાસજો, ગુણીજન દેખો ત્યાં ધાસજો.
જુલમ ન કરશો કોશું જૂઠ, રંક સાથે રખે રહો રૂઠ;
મહા મતીના મન મોડજો, ઢંગળપણું આળસ છોડજો.
કરજો એક ઈશ્વરની આશ, સુરણ જાણો દાશ પ્રકાશ;
નવ કરશો મદ્યપનો સંગ, આપ મલિન નવ રાખો અંગ
ભજતાં ભણતા રળતા ધન, રખે તૃપ્ત કરો ત્યાં મન,
પાપે ધન નવ પેદા કરો, આઘ દેખી ત્યાથી ઓસરો
નવ ગણશો માયા આપણી, તરણ તણી એ છે તાપણી;
સ્વપ્નાવત જાણો સંસાર, માથે તાણી નવ લ્યો ભાર.

સ્નેહ તજો પરદારા સાથ, હેતુ સત્ય રાખો નિજ હાથ;
સાચી વાતે થાજો શૂર, નિંદા કોની નવ થાશો ક્રૂર.
મનની લહેરે જાતાં વાળજો, જનક જનનીનું પાળજો;
કુડાં કર્મ રખે કાંઈ કરો, પરે પાપ બુદ્ધિ પરહરો.
કરજો પરમારથ નિત્ય કાજ, તો રાજી રહે શ્રી મહારાજ;
અમૃત ફળ વાવો સૌ ઠાય, વળી વાટમાં છાયા થાય.
બીજું પુણ્ય તે વાવું નીર, સુખ પામે સહુ જન શરીર;
નવાણુ ખોદાવે રોપે ઝાડ, પરમેશ્વર માને છે પાડ.
ભલી વાત મુખથી ભાખજો, શરણાગત શરણે રાખજો;
અહંકાર નવ કરશો લેશ, હું પણ ભાજન કહેવાજો દેશ.
રૈયતના કહેવાજો રામ, કરજો નિત્ય પરમારથ કામ;
માત તાતની સેવા કરો, અહંકાર મનમાં નવ ધરો.
હીંકર શું નવ કરશો, ક્રોધ કુડી વાત નવ કરશો શોધ;
જીવહીંસાથી બીહીજે ઘણું, રક્ષણ કરજો પ્રાણી તણું.
પરદુઃખ દેખી થાજો દુખી, સુખી રઈયત પેખી રહો સુખી;
અનાવૃષ્ટીમાં આપો અન્ન, નિર્મળ રૂડું રાખો મન.
કોઈ દિવસ નવ રમશો દ્યૂત, ધર્મ વાતે નવ થાશો ધૂર્ત,
અમલ વશ નવ થાશો આપ, સતી તણો નવ લેશો શ્રાપ.
આપ્યું પાછું લેશો નહીં, ના નવ કહેશો મુખથી કહી;
કરિયે તે ભોગવવું પડે, અનિતે બહુ આગે આડે
છાનું છપનું કરિયે પાપ, પરમેશ્વર જાણે તે આપ,
આપે તે તો પામે બહુ, સુખ દુખ એવી રીતે સહુ,
જેવું અન્ન વાવે તે લણે, શામળ ભટ તો સાચું ભણે.

સમાપ્ત.